# કન્યાવિક્રયની ક્રૂરતા.

બે અંકી

નાટકનાં ગાયનો.

લેખક

લક્ષ્મીદાસ પરમાણુંદદાસ ભુતા

રાજુલાકર.

ઠેકાણું—ખેતવાડી મેઇન રોડ

અઢગી ચાળ નં ૨, ત્રીજે માહેરે રુમ ન. ૩૪.

મુંબઇ-૪

કીંમત

૭ આના.

### શ્રી સત્યમેવ જયતે

## માનવંતા પ્રેક્ષકવર્ગને વ્યવસ્થાપક તરફનો ખુલા

### આષાઢ શુદી ૬ ને ગુરૂવાર.

---

કેટલાએક પ્રેક્ષકો આ નાટકની ટીકીટો વધારે પૈસા લઇને નાખવાની ઇચ્છાથી ખેલના દિવસ અગાઉ ટીકીટો રીઝર્વ કરાવી છે. અને નાટકશાળાના પ્લાનની તમામ બેઠકો ખલાસ થઇ ગયા બેલને ટાઇમે રાતના દરવાજાની બહાર ઉભા રહીને અજાણ્યા માણુ ગમે તેમ સમજાવી પોતાની મરજી મુજબ પૈસા લઇ તે ટીકીટો વેચી ન છે. આ પ્રમાણે દરવાજા બહાર વધારે ભાવથી ટીકીટો વેચાતી જોઇ ખાસ આ નાટક જોવા પધારનાર સજ્જન ગ્રહસ્થો એવી શંકા ઉત્પન્ન કરે છે કે આ પ્રમાણે વધારે ભાવે ટીકીટો વેચાવવાની આ સમાજના વ્યવસ્થાપક તરફની ખાનગી ગોઠવણ છે. પ્રેક્ષકવર્ગને ઉત્પન્ન થતી આવી ખોટી શંકાનું સરલતા પૂર્વક કેવી રીતે સમાધાન કરવું તે માટે યોગ્ય શબ્દો મળી શકતા નથી, તો પણ એટલું તો અવશ્ય જણાવવું વ્યાજબી ધારૂં છું કે સમાજના નિયમ કરતાં વધારે ભાવે ટીકીટો વેચવાની કોઇપણ જાતની બીલકુલ ખાનગી ગોઠવણ કરવામાં આવી નથી. છતાં પણ હજુ પ્રેક્ષકોને કાંઇ પણ શંકા રહેતી હોય તો તેના ખુલાસામાં જાણવું કે સમાજના નિયમ ઉપરાંતની ગેરવ્યાજબી ગોઠવણથી એકઠી કરાતી કાંઇપણ વધારાની રકમ આ સમાજના વ્યવસ્થાપકને શિવનિર્માલ્ય બરાબર છે. આવા હૃદયભેદક અસહ્ય અને દુઃખદાયક કઠોર શબ્દો લખતાં આ સમાજના વ્યવસ્થાપકના નિર્બળતા ધારણ કરી રહેલા અંતરાત્માને કેટલું દુઃખ પ્રાપ્ત થયું હશે તેનો વિચાર પ્રિય પ્રેક્ષકોએ પોતાની મેળેજ કરવાનો છે. છતાં પણ સમાજ સેવા બજાવવાનો સરળ માર્ગ કરી બતાવવા નિમિત્તે પ્રેક્ષકો પાસે લાંબો હાથ કરી ભિક્ષાન્દેહિ તરીકે બેઠક રીઝર્વ કરી આપવાના લીધેલા ચાર આનાના બદલામાં દરેક પ્રેક્ષક વર્ગને એક સરખી રીતે આ પ્રમાણે પ્રતિ ઉત્તર આપી સંતોષ માનવામાં આ સમાજનો વ્યવસ્થાપક પોતાની પશુ કરતાં પણ નિર્માલ્ય ગણાતી જીંદગીને ભાગ્યશાળી માને છે. એથી વધારે શું લખવું ?

લી. શુભેચ્છક સેવક

**લેખક—લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા રાજુલાકર.**

ૐ

શ્રી સત્યમેવ જયતે.

મનુષ્ય યત્ન. ઇશ્વર કૃપા.

# કન્યાવિક્રયની ક્રૂરતા

## નાટકનાં ગાયનો.

પ્રકાશક.

લેખક—લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા
રાજુલાકર.



( અગાઉ છપાએલી ચોપડી કુલ્લે ૫૯૦૦૦ )

આવૃત્તિ ૧૯ મી. ] [ પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૯ ના આષાડ વદી ૧૨ ગુરૂવાર.

મુદ્રક—પ્રભાશંકર જયશંકર પાઠક.
પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ, ૩ ઠાકુરદ્વાર રોડ મુંબઈ-૪.

કીંમત ૭ આના.



# કન્યાવિક્રય સામે લડત.



શ્રી કન્યાવિક્રય નિષેધક સમાજનું લગભગ ચૌદ વર્ષથી મુંબાઇમાં લક્ષાધિપતિ શેઠ વલ્લભદાસ જમનાદાસના ઉદાર આશ્રય તળે સ્થાપન કરવામાં આવેલ છે. અને ભોજરાજા તથા કવિ કાલિદાસના વખતમાં ધર્મનાં નાટકો પ્રજાને મફત બતાવી પ્રજાને બોધ આપવામાં આવતો હતો, તે મુજબ આ કળીયુગના જમાનામાં સમાજ તરફથી “ કન્યાવિક્રયની ક્રૂરતા ” નામનુ નાટક પ્રજાને તદ્દન મફત બતાવીને બોધ આપવામાં આવે છે, તેમાં:—

ભાવનગરના લોકપ્રિય દિવાન સાહેબ ઑનરેબલ
સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી.

માધવબાગવાળા કપોળ જ્ઞાતિના નગરશેઠ
સર જગમોહનદાસ વરજીવનદાસ.

ભાટીયા જ્ઞાતિના અગ્રેસર ગણાતા
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ સ્વ. શેઠ મોરારજી વેલજી.

મૅજીસ્ટ્રેટ રાવબહાદુર ચુનીલાલ હરિલાલ સેતલવડ.

ગુજરાત સ્ત્રીમંડળનાં પ્રમુખ સ્વ. જમનાબાઈ નગીનદાસ
સક્કઈ.

રાવબહાદુર બચ્છરાજજી જમનાલાલ

ડૉકટર પોપટરામ પ્રભુરામ એલ. એમ. એન્ડ એસ.

વિશ્વનાથ પ્રભુરામ બૅરીસ્ટર ઍટ લૉ.

જુનાગઢના ચીફ રેવન્યુ ઓફીસર રાવબહાદુર કેશવલાલ ગિરધરભાઈ. ( હાલ ભાવનગર. )

ઝવેરી કાનજી માલજી.

ભાવનગરના માજી દીવાન સાહેબ વિઠ્ઠલદાસ શામળદાસના પુત્ર ભુપતરાયભાઇ.

ભાવનગરના નગરશેઠ પ્રભુદાસ ભગવાનદાસ.

મહુવાના નગરશેઠ વછરાજભાઇ ત્ર્યંબકભાઇ.

મુલજી જેઠા મારકીટમાં શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજી.

ભાતબજારમાં શેઠ કેશવજી મેઘજી.

દાણાબંદરમાં શેઠ ધારશીભાઈ.

કરીયાણા બજારમાં સ્વ. શેઠ વનમાળી જેઠાભાઈ.

ભાવનગર સ્ટેટના રેવન્યુ આસિ. કમીશનર હોરમજશા શેઠ.

ભાવનગર સ્ટેટના ડેપ્યુટિ એજ્યુ૦ ઇન્સ્પેકટર નરસિંહપ્રસાદ રેવાશંકર અંજારીઆ.

બોટાદના વહીવટદાર હીંમતરાય પરમાનંદદાસ.

મહુવાના ન્યાયાધીશ જીવરાજભાઇ.

કુતીયાણાના ન્યાયાધીશ ચતુરભાઇ ભાઈલાલ.

કુતીઆણાના વહીવટદાર પ્રેમચંદભાઇ જેચંદભાઈ

વિગેરે વિગેરે

કેળવણી પામેલા અનેક ગ્રહસ્થોના પ્રમુખપણા નીચે અત્યાર સુધીમાં ( ૧૩૬ ) મેળાવડા કરી મુંબઇ નગરીના લક્ષાધિપતિ ગ્રહસ્થોની મદદથી બે લાખ ઉપરાંત માણુસોને આ નાટક તદન મફત બતાવવામાં આવ્યું છે. એ ઉપરાંત ભાવનગર

જુનાગઢ. વંથલી (સોરઠ), કુતીઆણા, કુંડલા, દામનગર, અમરેલી, બોટાદ, પાલીતાણા, મહુવા વિગેરે વિગેરે સ્થળોમાં મુસાફરી કરી કાઠીઆવાડની પ્રજાને પણ આ નાટક મફત બતાવવામાં આવ્યું છે.

દરેક શહેરમાં અમલદાર વર્ગ તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉત્સાહપૂર્વક આ નાટક જોવા આવવા માટે પોતાની માનવંતી હાજરી આપીને આ નાટકને માટે ઘણા સારા અભિપ્રાયો દર્શાવે છે. આ નાટક કાઠીઆવાડની પ્રજાને અત્યંત પ્રિય થઇ પડયું છે. અને દરેક શહેરોમાં અત્યંત માનની દૃષ્ટિએ પુરૂષો સ્ત્રીઓ અને બાળકો આ નાટક જોવાનો લાભ લે છે. આ નાટકમાં કન્યાનો બાપ દસ હજાર રૂપીઆ લઇને પોતાની પુત્રીનાં સાઠ વરસના ડોસાની સાથે લગ્ન કરવા તૈયાર થાય છે. મરણને કિનારે પહોંચેલા સાઠ વરસના ડોસાની સાથે લલિતા નામની કન્યા નહિં પરણવાની હઠ લે છે. અને પરિણામે લગ્ન મંડપમાં મર્યાદા તોડીને કન્યા કહે છે કે "પિતાજી! આ સાઠ વરસનો ડોસો મારો બાપ થાય છે." વિગેરે એવા અનેક ત્રાસદાયક શબ્દો કહેવા છતાં તેનો બાપ માનતો નથી. છેવટે કન્યાનો બચાવ થતાં કન્યા ધર્મસંકટમાં આવી પડે છે. આ સમયનો પત્થરના જેવા હૃદયને પણ પીગળાવી નાખે તેવો અત્યંત કરૂણાજનક દેખાવ જોતાં પ્રેક્ષકોમાંથી કેટલાંએક સ્ત્રીપુરૂષો પોતાની દીકરીના પૈસા નહિં લેવાની અને પુત્રીને યોગ્ય પતિ સાથે પરણાવવાની દૃઢ પ્રતિજ્ઞાઓ ધારણ કરે છે. નાટક જેવી સંસ્થાથી પ્રજાવર્ગને આટલો વૈરાગ્ય ઉત્પન્ન કરાવવો એ કાંઈ ઓછી આનંદની વાત નથી.

કાઠીઆવાડની મુસાફરીનો આ અનુભવ મેળવ્યા પછી પ્રજાવર્ગને તદ્દન મફત નાટક બતાવી બોધ આપવાનો ભગીરથ યત્ન કંઇક અંશે સફળ થયો છે એમ લેખક માને છે. અને કચ્છ ગુજરાત તથા કાઠીઆવાડના જે જે શહેરોમાં કન્યાવિક્રયનો

ધમધોકાર વેપાર ચાલે છે, તેમજ હજારો રૂપીઆના હિસાબે દીકરીઓનાં વેચાણુ થાય છે, તેવા શહેરોમાં આ નાટક ભજવી બતાવવાની લેખક ઘણી ઉમેદ રાખે છે. આ નાટક પ્રજાવર્ગને બતાવી ફક્ત બોધ આપવો એ લેખકનો મુખ્ય હેતુ છે. અને એ હેતુ પાર પાડવા જોઇતા ખર્ચની સંપૂર્ણ રીતે સગવડતા જાળ-વવા માટે પ્રજા તરફથી પ્રાઇવેટ મદદ મેળવવામાં આવે છે, પણુ નાટક જોવા પધારેલા પ્રેક્ષકો પાસેથી મદદ મેળવવા લેશ માત્ર પણુ કોશીશ કરવામાં આવતી નથી.

મુંબઇમાં આ નાટક પ્રેક્ષક વર્ગ પાસેથી ગાયનની ચોપ-ડીની કીંમત લઇને મફત બતાવવામાં આવે છે, અને કાઠીઆ-વાડમાં ટીકીટનો ચાર્જ ફક્ત એક પૈસો રાખીને આ નાટક બતાવવામાં આવે છે.

મુંબઇની પ્રજાને આ પ્રમાણે થોડાક વખત સુધી નાટક બતાવીને આ સમાજ કાઠીઆવાડની મુસાફરી કરવા ઉપડી જશે.



ભાવનગરના લોકપ્રિય દિવાન સાહેબ

ઑાનરેબલ

## સર પ્રભાશંકર દલપતરામ પટણી

સાહેબે કન્યાવિક્રયની ક્રૂરતા નાટકને માટે

આપેલો વ્યાજબી ઇન્સાફ.

---

## પટણી સાહેબનું ભાષણ.

ગૃહસ્થો અને બાનુઓ,



"આ દાઢીના ધોળા વાળ થયા તેની અંદર મેં ઘણી વખત નાટક જોવામાં હાજરી આપી હશે. પણ નાટકશાળામાં સ્ટેજના તખ્તા ઉપર આવી નાટક સંબંધી ભાષણ કરવાનો વખત આવ્યો હોય તો આજના ખેલના લેખક મી. ભુતાને માટે મારી આખી જીંદગીમાં આ પહેલોજ છે. આજના કન્યાવિક્રય નાટકના પ્લૉટનું બંધારણ હિંદુ સંસારને માટે અતિ ઉપયોગી છે. વળી આખા ખેલમાં કન્યાવિક્રય કરનારને બોધ આપવાના શબ્દો સિવાય બીજું કાંઇ પણ બતાવવામાં આવ્યું નથી. તેમાં કન્યાવિક્રય નિષેધક "પ્રાણુલાલ"નો પાર્ટ ભજવી બતાવવાની મી. ભુતાની મહેનત તથા કન્યાવિક્રયના દુઃખમાં રીબાતી કન્યાનું કરૂણાજનક દુઃખદર્શનની જોનાર માણસને ઘણીજ અસર થાય છે. બીજા અંકમાં ફાંસીનો સીન ભજવાય છે તે સીન પ્રેક્ષકોનું ધ્યાન ખેંચે છે. આ સીન જોતાં મારૂં પોતાનું હૃદય ભરાઈ

આવ્યું હતું. આ પ્રમાણે બીજા પ્રેક્ષકોનું હૃદય ભરાઈ આવતું હશે તેમાં કાંઇ પણ નવાઇ જેવું નથી. હાલમાં બીજી નાટક કંપનીઓ પોતાના ધંધા રોજગાર તરીકે નાટકો ભજવે છે, તો તે નાટકોની લાઈનમાં આજનું કન્યાવિક્રયનું નાટક કોઇ પણ રીતે મુકી શકાય તેવું નથી. એટલે તે નાટક અને આજના નાટકને જમીન અને આસમાન જેટલો તફાવત રહેલો છે. આજનું કન્યાવિક્રયનું નાટક સ્ત્રીવર્ગ તથા બાળકોને જોવાથી કોઇ પણ જાતની ખરાબ અસર થાય તેમ મારૂં માનવું નથી; માટે દરેક કુટુંબે આ ખાસ ખેલ જોવા આવવાની તસ્દી લેવી, અને લેખકને બનતું ઉત્તેજન આપવું એવી મારી ભલામણ છે. હું જોઇને અજબ થાઉં છું કે ભાડાની સીન-સીનેરીમાં ખેલ ભજવી બતાવી સેંકડો રૂપીઆનો ખર્ચ ભોગવી હજારો માણસોને મફત નાટક બતાવી બોધ આપવાનો મહા પ્રયાસ મી. ભુતાએ પોતાની નાની ઉમરમાં જે ઉપાડી લીધો છે તેને માટે ખરેખર જેટલા ધન્યવાદ અપાય તેટલા ઓછા છે ”



# માધવબાગવાળા શેઠ જગમોહનદાસ વરજીવનદાસની "કન્યાવિક્રયની ક્રૂરતા"નો ખેલ જોવા આવવા માટે થએલી ઉત્સાહપૂર્વક માનવંતી હાજરી.

---

## કપોળ જ્ઞાતિના નગરશેઠ સર જગમોહનદાસ વરજીવનદાસનું ભાષણ.



"આજનું કન્યાવિક્રયનું નાટક જોવા મી. ભુતાના આમંત્રણથી હું આવેલો છું. નાટક ભજવવું શરૂ નહોતું થયું ત્યાં સુધી મને એવો બિલકુલ ખ્યાલ નહોતો કે આ નાટક એટલે દરજ્જે ઘણુંજ સરસ રીતે ભજવાતું હશે; પણ જ્યારે હું નાટક પુરેપુરૂં જોઉં છું, અને દેખાવ તથા પ્લૉટનું આંતરિક અવલોકન કરૂં છું ત્યારે ખરેખર હું ઘણોજ ખુશ થાઉં છું, અને હીમ્મતથી કહું છું કે જો આ નાટક કાઠીઆવાડની અજ્ઞાન પ્રજા સમક્ષ ભજવાતું હોય તો આપણા હિંદુ સંસારમાં કન્યાવિક્રયનો જે ઘાતકી રીવાજ ઉંડો જડ ઘાલી બેઠો છે તેમાંથી કાંઇક અંશે પણ તે નાશ થયા સિવાય રહેશે નહિ.

આજનું કન્યાવિક્રયનું નાટક જોવાથી ખરેખર હું બહુજ ખુશી થએલો છું, અને તે ખુશાલીના શબ્દો વચ્ચે મારા કપોળ આગેવાન બન્ધુઓને હું અંતઃકરણપૂર્વક ભલામણ કરૂં છું કે હવે પછી કપોળ જ્ઞાતિનો એક જનરલ મેળાવડો કરવો અને તેમાં મ્હોટી સારી રકમ ભેગી કરી મી. ભુતાને અર્પણ કરવી; કે:જેથી કરીને તેમના ઉત્સાહમાં વધારો થાય અને સમાજ તરફનું કામકાજ સારી રીતે બજાવી શકે.

આજના મેળાવડામાં મારા તરફથી મી. ભુતાને એકસો એક (૧૦૧) રૂપીઆ ઇનામ તરીકે આપું છું, અને તેમના પ્રયાસને માટે લાગણીપૂર્વક ધન્યવાદ આપીને પુષ્પહાર અર્પણ કરૂં છું.

---



# પ્રિય વાંચનાર !
# કન્યાવિક્રયની ક્રૂરતા



એ નામનો—

શબ્દ જ ત્હને કંઈક અંશે પ્રિય થયો હોય તોજ તું આ નાટક જોવા પધારવાની તસ્દી લેજે. નાટક પુરેપુરું જોઈ વિચાર કરજે, વિચાર કરી અનેક વિચારોના વમળોમાં ત્હારા મસ્તકને ભમાવી દઈ તેમાંથી જન્મ પામતી અનેક કલ્પનાઓનો સાર તેમજ તારા સાચા ખોટા મિત્રોનો, સ્વાર્થી સગાંઓનો, દુનિઆમાં ફક્ત ઓળખાણ તરીકે દાવા રાખનારા મનુષ્યનો, સમગ્ર સર્વનો તેમજ આખા બ્રહ્માંડનો સારસાંકર્ય કરી તેમાંથી ત્હને જે સત્ય લાગે તે વ્યાજબી માની આ નાટકના લેખકને માટે દુનીઆની દૃષ્ટિમાં વ્યાજબી લાગે તેવી આ લેખકની યોગ્ય કદર કરજે. અને આ નાટકના પ્રત્યક્ષ અવલોકનથી થતા ફાયદા અથવા ગેરફાયદા જો ત્હને ફુરસદ મળે અને લખવાની ઈચ્છા થાય તો લેખકને શિરનામે લખી મોકલજે. એટલે ત્હારા લખાણને હું ઉપકાર સહિત અત્યંત માનની દૃષ્ટિથી વધાવી લઈશ.

## વાંચનાર !

તું પરણેલી સ્ત્રી હો અથવા તો પુરૂષ હો, કુંવારી કન્યા હો અથવા તો વિદ્યાર્થી હો; રંક, શ્રીમાન, અજ્ઞાન, વિદ્વાન કોઇ પણ જ્ઞાતિ હો તેની સાથે મ્હારે કશો પણ સંબંધ નથી. પણ ત્હને આ નાટકમાંથી તથા ત્હારી સર્ગ શકિતએ મેળવેલા શુભ સારમાંથી ત્હને ત્હારા માટે, ત્હારા કુટુંબીઓને માટે, ત્હારી જીંદગીની સાફલ્યતાને માટે કોઇ પણ વખત કોઈ પણ પ્રમાણીક વાકયનું એક અલ્પ દૃષ્ટાંત પણ ત્હને મદદરૂપ થઇ પડશે તોજ લેખકના તન મનનો અનહદ ભોગ અને ત્હને આ નાટક જોવા આવવા માટે પડેલો પરિશ્રમ સફળ થયો સમજાશે. એજ, બાકી હાલ તો લેખકને માટે—

( લેખકના હૃદય ઉદ્દગાર. )

" અસાર સંસારના સાગરે વૃથા ડુબતું નાવ આજે.
" દુર્ભાગ્ય કર્મના પ્રવાસે, ડુબ્યું તરતું નાવ આજે.
" સદ્દભાગ્ય ચિત્તના સંસ્કારે, વિકાર વામાં વહેરાયો.
" શુન્ય સૃષ્ટિના અન્ધકારે, શુષ્ક શ્રમ સફળ કહેવાયો.

ઉપરાંત.

" સોનું સમજી સંગ કર્યો, કર્મે નિવડયું કથીર.

પણ

" શાન્તી રાખી સાચવ્યું, નિકળ્યું કંચન હીર.
તો પણ વાંચનાર ત્હારા માટે

" ગન્ધ ગ્રહી જે ઉર મહીં, વાંચે વહી નવ જાય.
" સ્થુળ ને સૂક્ષ્મ જ્ઞાનથી, દીર્ઘ દૃષ્ટિ દેવાય.

" બ્યાન ધ્યાન ને સાનમાં, સઉ સમજી શકાય.
" વિદ્વાનો મન કંઇ નહીં, અઢંગીઓ અથડાય.

" અથડાઈ અથડાય છે, ત્હોય ન આવે પાર.
" અજ્ઞાનના અન્ધકારમાં, વિફળ ગોથાં ખાય.

" અનુભવે અનુભવ મળે, એ તો સરળ મનાય.
" પરોક્ષ અનુભવ સિદ્ધ કરે, એજ મનુષ્ય ગણાય.

" બાકી તો સર્વ નામનાં, મનુષ્ય કહેવાતાં ફરે.
" સુખ ને દુઃખના ત્રાજવામાં, ત્રોળાતાં આયુષ્ય ચરે.

એથી વધારે શું લખવું ?

લી० શુભેચ્છક

લેખક—લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા.



## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ વર્ગ.

જગો ડેઢી—કન્યાવિક્રય કરનાર, એટલે દીકરીનું વેચાણ કરવામાં પહેલે નંબરે હુશીઆર.

પ્રાણુલાલ—જગા ઢેઢીનો પુત્ર અને કન્યાવિક્રયનો નિષેધક.

સૌભાગ્યચંદ્ર—પ્રાણુલાલનો બાળમિત્ર, લલિતાનો પતિ, અને એક લક્ષાધિપતિ ગૃહસ્થનો પુત્ર.

બુઢ્ઢો વર—સાઠ વરસની ઉમ્મરે લગ્ન કરવાની કનિષ્ટ ઇચ્છા રાખનાર.

અણવર—બુઢ્ઢાવરની સાથે જાનમાં આવેલા જાનઇઆ મંડળમાં સૌથી અગ્રેસર.

ગોર ગોવરધન—કુંવારી કન્યાઓનું ગમે તેવા વરની સાથે વેશવાળ કરાવી આપનાર કૃતઘ્ની લાલચુ દલાલ.

જડજ સાહેબ—હાઈકોર્ટમાં ધર્મ આસન પરની પવિત્ર જગ્યા પર બિરાજનાર.

જેલર—જેલ ખાતાના ઉપરી અધિકારી સાહેબ.

દેશીમંડળ—કન્યાવિક્રય નિષેધક પ્રાણુલાલ પ્રત્યે દીલસોજી બતાવનારૂં.

સીપાઇઓ—જેલ ખાતાના, હાઇકોર્ટના, વીગેરે; પરચુરણ પોલીસ.

જાનઇઆ—જાનમાં આવનાર ગૃહસ્થો.

## સ્ત્રી વર્ગ.

હરખ—જગા ઢેઢીની સ્ત્રી.

લલિતા—જગા ઢેઢીની પુત્રી. પાછળથી સૌભાગ્યચંદ્રની સ્રી.

લક્ષ્મી—સૌભાગ્યચંદ્રની બ્હેન, અને પ્રાણુલાલની સ્રી.

સ્ત્રી મંડળ—લલિતા પ્રત્યે માનની દૃષ્ટિથી અવલોકન કરનારૂં.

શ્રીનીતિ દેવી—પ્રાણુલાલ ઉપર પૂર્ણ પ્રસન્ન થએલી.

જાનડીઓ—જાનમાં આવનારી સ્રીઓ.



# કન્યાવિક્રયની ક્રૂરતા.

## નાટકનાં ગાયનો.

---

### પહેલો અંક.

---

## નાટકનો પ્રારંભ.

### ઇશ્વરની સ્તુતિ.

મંગળાચરણ.

૧

દીન દયાળ દીનાનાથ સકળ અકળ વિશ્વનાથ,
કષ્ટ કાપી સુખ સ્થાપી, ભકત જનોની ભીડ ભાંગી,
કન્યા વિક્રયનો નાશ કરવા, પ્રેક્ષકોને પ્રેરજે—દીન દયાળ.

નટી— ૨

આવો સખી આવો, પ્રભુને ફુલડે વધાવો.
ફુલડે વધાવો, પ્રભુને મોતીડે મઢાવો—આવો.
ચાલો સખી ચાલો આજે નાટક બતાવો,

પ્રેક્ષક વર્ગોમાં નાટક બતાવો.
કન્યાવિક્રયનો નિષેધ કરાવો.
ભુલચુક માટે માફી ચાહો.
સિંધુસુતાનો સેવક લેખક જણાવો.—આવો.

જગો દેઢી— ૩

દેશી ભાઇઓ દીકરીઓનું ધન હરજો,
હુંડી લેખીને નાણું વસુલ કરજો ......દેશી.
વગર મહેનતે ધન મળે, એવો આ વેપાર,
વગર જોખમની હુંડીઓ તુરતની શીકરાય;
એમ સમજીને હુંડી વસુલ કરજો......દેશી.

લલિતા— ૪

સાહાય થાજો શ્રી મોરારી રે,
ઉરે ધરજો વિનંતિ આ મારી.
વિપત્તિ વિચારી, દયા દીલ આણી,
સફળ શ્રમ કરજો વનમાળી—સાહાય.

મુજ પિતાના હરામી પંજામાંથી
લેજો બચાવી ઉગારી
સાહાય થાજો, વારે ચડજો,
શ્રી ગોવિન્દ ગીરધારી—સાહાય.

લક્ષ્મી— ૫

જાઓ જાઓ છોડો છેડો ન છેડો ન કેડો લ્યો
નાંહી સતાવો.
પ્રભાત થતાં વખત વીતી જશે વૃત ભંગ થશે
પતિ પૂજનનો.
નહીં ગભરાવો, નહીં સતાવો, એની મારી
શાને શરમાવો ?
જાઓ, જાઓ.

લક્ષ્મી— ૬

સરસ નિરસ સુખ દુઃખ નવ ગણીને સંતોષ માની રહીએજી.(૨)
સકળ શિરોમણિ મનહર મૂરતિ, નામ નારાયણ લઇએજી.
સુવર્ણ પ્રભાતે નિજ પતિની, સેવા સદંતર કરીએજી.
પૂર્ણ પ્રતાપી મન રાખીને સુખસાગરમાં તરીએજી.
અલભ્ય ભકિત ને અખુટ શકિતથી પતિનું મન રીજવીએજી.
સમગ્ર સુખમાં અનંત દુઃખમાં, પતિને પ્રભુ સમ ગણીએજી.
તો ભવ સાગરમાં તરી જઇને મહા સતી કહેવાઇએજી.

લક્ષ્મી— ૭

વ્હાલી લાગે છે મનહર મૂરતિ મુજ નાથનીરે,
મુજ આધારનીરે, મુજ શિરતાજનીરે—વ્હાલી.
તન મન ધન તમને અરપું હું,
ચરણકમળની દાસી બનું હું.
સેવા સદંતર કરૂં સુંદર મુજ શ્યામનીરે—વ્હાલી
રામ પ્રત્યે સીતાની ભકિત,
કૃષ્ણ પ્રત્યે રાધાની ભકિત,
તેવી ભકિત કરૂં પ્રિતમ પ્રિય પ્રાણનીરે—વ્હાલી.

લક્ષ્મી— ૮

જાગો જાગો તમે પ્રિય પ્રાણ, જાગો જાગો તમે રે.
નિદ્રાને ત્યાગો તમે પ્રિયનાથ, જાગો જાગો તમે રે.
રજની ગઇ દિન આવી ઉભો છે, ચંદ્ર થયો વળી શાન્ત,
હળવે હળવે તારા થાતાએ, અસ્ત થયા પ્રિયનાથ—જાગો.
પ્રાતઃ થતાં યદુનંદન કેરાં, દર્શન કરવા સહુ કાજ,
તેમજ હૃદય કમળની આ દાસી, તલપે છે શિરતાજ—જાગો.

જગો દેઢી— ૯

દીકરીના પૈસા લેવા એ ભાઈ, વગર મહેનતની છે આ કમાઇ.

સગાઈ વખતે પાંચ લેવા ( ૨ )
લગન વખતે બીજા લેવા ( ૨ )
દશ હજારનો મેળ પુરો થાય......દીકરીના.

એક દીકરી છે અત્યારે
બીજી ત્રણ હોય તો ચાર થાએ
ચાલીશ હજારની પુંજી કહેવાય......દીકરીના.

જાનડીઓ— ૧૦

ડોસા વર તો પરણું પરણું થઈ રહ્યા રે,

વર તો આવ્યા છે લાડડીને ઘેર,
વર તો ડગુ ડગુ કરી ચાલતા રે,

વરની ઉમ્મર મોટી ને હોંશ ઘણી ઘણી રે,
વરને ખાવી છે માંડવે જઇ ખાંડ,
વર તો સોનાપુર ગામના ગરાસીઆરે......ડોસા.

પ્રાણલાલ— ૧૧

કન્યાવિક્રય કરનારો રે છતી આંખે અંધાપો લઈ
પુત્રીના પૈસા લેનારો........................રે છતી.

પ્યારી પુત્રીનું સગપણ કરતાં ન સારૂં નરસું ગણનારો.
મરણ કીનારે પહોંચેલા ડોસા સાથે ફેરા ફેરાવનારો...રે છતી.

માયાના મોહમાં મોહાઇ જઇને કસાઇનું કામ કરનારો,
મડાની સાથે મીંઢોળ બાંધી બાળ રંડાપો જોનારો...રે છતી.

લક્ષ્મી— ૧૨

પધારો પ્રીતે પ્રાણપતિ પ્રિય પ્યારા.
સિધાવો સુખે શ્યામ સલુણા સુખકારા...પધારો.

વહેલા વળજો વાલમ મારા,
વિયોગી દાસી દીન દારા,
સુખી રહેજો શાન્તી રાખી સ્વામી મારા....પધારો.

જાનડીઓ— ૧૩

વરને પોંખો તમે વહુની માડી રે,
આવ્યા તેને લ્યો તમે વધાવી રે,
ઘરડા વર ઉભા રહી થાકે રે.
નથી ઉભું રહેવાતું તેનાથી રે,
માટે જલદી આવો વહુની માડી રે,
લાડકડા વરને સોંપો લાડી રે...વરને.

જગા ડેઠી— ૧૪

દેશી ભાઇઓરે તમે મારી માફક કરજો. (૨)
સગાઈ વખતે પાંચ લઇને બીજા લગનમાં લેજો.
એવી રીતે હજાર દશનો મેળ પુરો કરજો....દેશી.

હનુમાનને પ્રસન્ન કરીને દીકરી ચાર મેળવજો,
દશને હીસાબે હજાર ચાળીશની પાકી પુરાંત કરજો....દેશી.

વાલકેશ્વરમાં બંગલો ભાડે રાખી સુખે રહેજો,
દરરોજ સાંજે સાંજે ભાડાની મોટરમાં ફરજો...દેશી.

તમામ રૂપીઆ ભેગા કરીને જમે બેંકમાં કરજો.
જોઇએ ત્યારે ચેક લખીને ફાડી ફાડી દેજો...દેશી.

નશીબ જોગે બેંક આપણી દીવાળું જો કાઢે,
કાળું મોઢું કરી કરીને પોકે પોકે રડજો....દેશી.

નાયકા— ૧૫

રસભીના રંગીલા છે નટવર કાન,
નટવર કાન, દીસે સુંદર શ્યામ.

હું તો તમારી પ્યાસી બની છું,
તમે અમારા પ્રીતમ થયા છો,
પ્રીતમ પ્યાસીની જોડી બની છે અપાર.
બની છે અપાર, શોભે અપરમપાર.........રસ ભીના.

હું તો તમારી જોગણુ બની છું.
તમે અમારા જોગી થયા છો,
જોગી જોગણુના ભોગી થઇં બન્યા છો અસાર,
બન્યા છો અસાર, કર્યો ખારો છે સંસાર......રસ ભીના.

લલિતા— ૧૬

શિર પર સંકટ પડયું છે અપાર, બન્ધુ જોવા આવજે,
દુઃખી દુખીઆરો બેનની દાઝ ઓલવવા તું દોડજે.

દુષ્ટ પિતાના કૃત્ય અકૃત્યથી હું પીડાઉં છું,
સાઠ વરસના ડોસાની સાથ, લગ્નથી રીબાઉં છું.
વ્હાલી નાનકડી બેનનો વ્હાલ ભાઇ તું ભુલી ગયો!
જીંદગી મારી એળે ગઈ, જન્મારો ધુળ થયો.

લલિતા— ૧૭

મુજને તજી નહીં જા, વ્હાલા તું વીરા;
બહેન મન વીરા, છે અમુલ્ય હીરા.
ટળવળતી મૂકી ચાલ્યો તું વીરા......મુજને.

દુષ્ટ પિતાથી હું અકળાઉં,
વૃદ્ધ પતિના ભયથી મુંઝાઉં,
તેમાંથી તું બચાવી લે વીરા......મુજને.

બાબુલાલ— ૧૮

ઓ દુષ્ટ પિતા! દીકરી વેચી ધન લેવું ધાર માં.
દઈ ડોસાને તું રંડાપો આપ ન કન્યાદાનમાં.

તને રૂવે રૂવે કીડા પડશે,
તારી છાતી પર જમડા ચડશે,
ધગધગતે ખીલે ધાબડશે......ઓ દુષ્ટ

આ હરામી પઈસો નહીં રહેશે,
ઘરમાંથી ખાવાનું ટળશે,
નખોદ જશે, શ્રાપો મળશે......ઓ દુષ્ટ.

ત્હારા હાથ પગોજ પડ્યા ભાંગી,
જેથી ઝટ કમાણી આ જાગી,
લે પાપી હવે મૃત્યુ માગી......ઓ દુષ્ટ.

વિષ પાવું હતું ગળથુલીમાં,
કે મરી નહીં શીળી ઓરીમાં,
પણ આ તો સંકટની સીમા......ઓ દુષ્ટ.

લલિતા— ૧૯

હતી જે અતિ પ્રાણથી પુત્રી પ્યારી,
કરી દુઃખી તેને પછી શત્રુ ધારી;
પીડા તેની પેખી ઝરે અશ્રુ ધારા,
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા!

નથી ભૂત પીશાચણી એ બીચારી,
નથી બાપ દાદા હણી થઈ હત્યારી;
કહો વાંક તેણે કર્યાં જે તમારા!
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા!

ઘણાં દુઃખથી તે તજે અન્ન પાણી,
ગયાં રૂપ ને રંગ અંગે સુકાણી;

તથાપિ કરો દુઃખમાં કાં વધારા ?
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા !

પછી દુઃખ જ્યારે શકે ના ખમાઈ,
પડે કુપમાં કાં મરે વિષ ખાઇ;
હુણી નોજ પુત્રી બન્યા છે હત્યારા,
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા !

જુઓ મૂર્ખતા કેવી આ દેશી લોકો ?
રડો દુઃખતી આંખમાં મારી જોકો !
કહો કેમ આવે પછી દુઃખ આરા ?
તજો ક્રૂર આ ચાલ ઓ દેશી મારા !

લલિતા— ૨૦

લખ્યા જે લેખ લલાટે રે, નહીં મિથ્યા થશે રે.
સૂર્યવંશી સત્યવાદી હરિશ્ચંદ્ર ગણાય,
નીચ ઘેર મજુરી કરતાં પાપી પેટ ભરાય.
વિધિની કુતિ ગતિ ન કળાય ( ૨ )...લખ્યા.

પૂર્ણ પ્રતાપી પુણ્યશાળી પાંડવો કહેવાય,
ભાગ્યહીને રાજ તજીને જંગલ ગોથાં ખાય...વિધિ
મન ધારે હું કરૂં, ને કરવાવાળો કોઇ,
આદર્યાં અધવચ રહે,ને પ્રભુ કરે તે થાય...લખ્યા.

પ્રાણલાલ— ૨૧

ભાગ્ય વિનાના ભૂપતિ, કદિ નહીં લક્ષ્મી થવાયજી,
કર્મ વિનાના કર્મઉદય, કહો કયાંથી થવાયજી ?
મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું.

સંસારમાં સુખી કોઇ નથી, દુનીયા દુઃખમાં રીબાયજી,
સાચું સુખ છે સ્વર્ગમાં, જેથી જંજાળ ત્રોડાયજી;
મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું.

લક્ષ્મી—પ્રાણુ પ્રિતમ મુજ આધાર છો, સાચા છત્ર શિરતાજજી.
દુખડું તમારૂં જોઇ આ, અંતર મારૂં ચિરાયજી;
પ્રભુ તેં જુલમ આ શું કર્યો ?

પ્રાણુલાલ—સુખ છે શેમાં જોયું નથી, જોવા તજી અભિલાષજી,
જીંદગી અર્ધ એળે ગઇ, થયો શૂન્ય સંસારજી.
મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું.

લક્ષ્મી—દયાના સાગર તમે પ્રાણુ છો, નિરાધારના આધારજી,
હવે રે જીવીને હું શું કરૂં ? મરવું નકી નિરધારજી,
પ્રભુ તેં જુલમ આ શું કર્યો !

પ્રાણુલાલ-મમતા મુકી દે વ્હાલી લક્ષ્મી તું, સંસારમાં નથી સારજી,
સૃષ્ટિમાં કોઈ કોઇનું નથી, કોના પુત્ર ને તાતજી ?
મોહ રે છોડી દે વ્હાલી લક્ષ્મી તું.

પ્રાણુલાલ— ૨૨

છે " લક્ષ્મી " તુજ નામને " પ્રાણુ " નામ પ્રણામ.
હૃદયે છેલ્લા શ્વાસમાં, છેલ્લું તારૂં નામ.

ફાંસી રૂપી કાળને, જોઇ કંપે કાય,
પણ તુજનું સ્મરણ થતાં, ઠરવા મળે નહીં ઠામ.

લક્ષ્મી હતી મુજ કામની, પણ નહીં આવી કામ,
પ્રારબ્ધે જુદા કર્યા, " પ્રાણુલક્ષ્મી " નામ.

લક્ષ્મી લક્ષ્મી બોલતાં, નીકળે છેલ્લો શ્વાસ,
" પ્રાણુ-લક્ષ્મી " મળે હવે સકળ પ્રભુ દરબાર.

## પ્રથમ અંક સમાપ્ત.



# અંક બીજો.

---

પ્રાણુલાલ— ૨૩

" અસાર સંસારના સાગરે, વૃથા ડુબતું નાવ આજે,
" દુર્ભાગ્ય કર્મના પ્રવાસે, ડુબ્યું તરતું નાવ આજે,
" સદ્ભાગ્ય ચિત્તના સંસ્કારે, વિકાર વામાં વહેરાયો;
" શૂન્ય સૃષ્ટિના અન્ધકારે, શુષ્ક શ્રમ સફળ કહેવાયો.

પ્રાણુલાલ— ૨૪

શ્રીકૃષ્ણ મોરારી છો ગિરિધારી લેજે તું ઉગારી.
આશરો તારો છે એક....( ૨ )

સૃષ્ટિમાં વૃષ્ટિમાં દુનીયાની દૃષ્ટિમાં,
સર્વમાં તું છો એક.
સુખકરમાં દુઃખકરમાં મધુકરમાં તરૂવરમાં,
સરવરમાં તું છો એક....શ્રીકૃષ્ણ.

શાંતિમાં ભ્રાંતિમાં ભકતોની ભકિતની
શકિતમાં તું છો એક.
જળમાં ને સ્થળમાં ને આકાશે
પાતાળે જ્યાં ત્યાં તું છો એક.

સેવકની અરજી લેજે સ્વીકારી, દેજે વિચારી ધ્યાન,
શરણે તારે હું આવી માગું છું,
સુંદર " સ્વર્ગ "નું સ્થાન................શ્રીકૃષ્ણ.

પ્રાણુલાલ—

૨૫

લખ્યા જે લેખ વીધિના,
જોયા આ ખેલ કીસ્મતના;
જોયું નાટક દુનીયાનું,
તેનો અંત આજે આવે છે.

સુખ જોયું ને દુઃખ જોયું,
સુખ સંસારનું ખોયું;
તે સુખ આજ ખોવાતાં,
ફાંસીને ભોગ દેવો છે

પિતાનો સ્નેહ મેં જોયો,
માયાનો પ્રભાવ મેં જોયો;
ન જોયો સ્નેહ કીરતારનો.
તે જોવા આજ જાવું છે!

અહો બ્હેની! વ્હાલી બ્હેની!
હતી મુજ ભાગ્યની બ્હેની,
નહીં ત્યારે નહીં આજે;
સદાનો સંબંધ તુટે છે!

બ્હેની તું મોહ છોડી દે,
સંબંધ મારો તું ત્રોડી દે;
જનારાને વિસારી દઈ,
વીધિનું ધાર્યું વેડી લે!

વીધિનું ધાર્યું વેડી લઈ,
મળ્યો ભરથાર સ્વીકારી લે;
જનારા ભાઈને ભૂલી,
અંતરમાં શાંતિ સ્થાપી દે!

અહો બ્હેની ! તું દેવી છે.
જમાનાની તું છે દેવો,
હૃદય બ્હેની તું દેવી છે.
કળીયુગની તું દેવી છે.

દેવી નામ સ્થાપું છું.
દેવી નામ જાપું છું;
સ્વર્ગે જઈ ત્હારૂં હું
દેવી નામ લખાવું છું !

બ્હેની રૂદન છોડી દઇ.
મળ્યો ભરથાર સ્વીકારી લે.
જનારા ભાઈને ભૂલી,
અંતરમાં શાંતિ સ્થાપી દે !

અંતરમાં આગ લાગી છે,
બુઝાવાને નથી કોઇ;
હતો મિત્ર બુઝાવાને,
નથી ઉપાય તેનો કંઈ.

સંસારી સંગ છોડું છું,
મિત્રનો સંબંધ ત્રોડું છું;
હૃદય બ્હેની હૃદય રાખી,
સ્વર્ગે હું સિધાવું છું.

મિત્ર છે છેલ્લા તમને પ્રણામ !
બહેની છે છેલ્લા તુજને પ્રણામ !
જગતના મિત્રોને છે પ્રણામ !
''પ્રાણ''ના સર્વને છે પ્રણામ !

**પ્રાણુલાલ—** ૨૬

નામ જપીશ હું તારૂં રે, રટણ કરીશ હું તારૂં રે,
સ્વર્ગમાં જઈ નામ જપીશ હું તારૂં.
કૃષ્ણ મોરારી તારૂં, નામ છે જગતમાં પ્યારૂં,
ઉદ્ધાર છે અધમ તણો કરનારૂં રે...સ્વર્ગમાં.
સ્વાર્થી સંસાર છોડું છું, આપ શરણે હું આવું છું,
લેજે ત્રિભુવન મુજને તારી રે........સ્વર્ગમાં.

**શ્રીનીતિ દેવી—** ૨૭

આવી આવી આવી રે હું તો ભક્ત માટે અહીં આવી.
ભક્ત છે મારો નીતિમાં પુરો,
ન્યાય નીતિમાં નથી અધુરો;
નીતિ રીતીમાં પુરો શુરો,
સ્હાય થવા હું આવી રે, હું તો........આવી.
ભક્તને મરતામાંથી બચાવવા,
ભક્તનું મનડું અતિ રીજવવા,
ભક્તના ભાગ્યનો ઉદય કરવા,
ભીડ ભાંગવા આવી રે, હું તો........આવી.

**લક્ષ્મી—** ૨૮

જોઉં જઇને પ્યારાનુ મુખડું,
પ્યારાનું મુખડું, પ્યારાનું ચિત્તડું, પ્યારાનું મનડું...જોઉં
હું તો તમારી રાધા બની છું,
તમે અમારા કૃષ્ણ થયા છો,

રાધા કૃષ્ણ રાધા કૃષ્ણની જોડી રે...હું તો.
હું તો તમારી સીતા બની છું,
તમે અમારા રામ થયા છો,
રામ સીતા, રામ સીતાની જોડી રે... હું તો.

હું તો તમારી લક્ષ્મી સતી છું,
તમે અમારા પ્રાણ પતિ છો,
"પ્રાણલક્ષ્મી" "પ્રાણલક્ષ્મી"ની જોડી રે...હું તો.

લલિતા— ૨૯

ઉપકાર ( ૨ ) અનુપમ થયો આપનો એ બદલો કીરતાર,
સત્કાર ( ૨ ) સ્વીકારી દીન બાળાનો સફળ કર્યો અવતાર;
મોહન મૂરતિ મન હરનારી, હૃદય રમે છે લાગે પ્યારી,
સૌભાગ્યચંદ્ર—સબળ સ્નેહની રક્ષા કરજો સૃષ્ટિ સરજનહાર.
ઉપકાર.

૩૦

બંધુઓ ધરો શિખામણ ધ્યાન, કન્યા વિક્રયથી નથી કલ્યાણ.
કન્યા વિક્રયનો અધમ રિવાજ જ્યાં સુધી બંધ થશે નહીં,
હિંદુ સંસારનો બિલકુલ ઉદય ત્યાં સુધી થશે નહી...બંધુઓ.

દરેક જ્ઞાતિના અગ્રેસરો તમે જલદી જાગૃત થાઓ,
કન્યા વિક્રયના કસાઈખાનેથી જીવતી ગાયો છોડાવો...બંધુઓ.

કન્યા વિક્રય કરનારાને પ્રેક્ષકો તમે બોધ દેજો,
જેનો બદલો સકળ શિરોમણિ પ્રભુ પ્રત્યેથી લેજો...બંધુઓ.

કન્યા વિક્રયની ક્રૂરતાનું નાટક આજ બતાવ્યું,
ભુલચુક માટે લેખક તરફથી માફી હું તો માગું...બંધુઓ.

લક્ષ્મી— ૩૧

પધારો પ્રાણ મારા રે, મુજ આંખોના છો તારા રે...પ્રાણપતિ.

દુઃખના દરીયામાં હું ડુબેલી દાસી,
તેમાંથી તરીને થઈ આપની પ્યાસી,
આવ્યા છે સુખ વારા રે.........પ્રાણપતિ.

સ્ત્રીમંડળ— ૩૨

ચાલો ચાલો સૌ બહેન, લલિતાને માન મોટું આપીએ.

લક્ષ્મી—આવો આવો સૌ બહેન, લલિતાને માન મોટું આપીએ.
બેસો બેસો સૌ બહેન, લલિતાને ફુલથી વધાવીએ.
ધરી ઉરે ઉમંગ, આનંદનો દિન આજે માનીએ.

પ્રાણલાલ— ૩૩

કન્યાવિક્રયના ક્રૂર કૃત્યમાંથી બચી તું બેનડી!
ઉપકાર તું માને પ્રભુનો વ્હાલી મારી બેનડી!

કન્યાવિક્રયનો નાશ જડમૂળથી થવા હીમ્મત ધરૂં,
જીંદગીના જોખમે પાછો કદી પણ નહીં ફરૂં.

દંપતિ જોડું તમો સંસારમાં સુખી રહો,
સુખ સંપત્તિ ભવ્ય કીર્તિ માંહે જીંદગાની સફળ કરો.

લલિતા— ૩૪

પ્રાણનાથ! પ્રીતિના પંથે પધારો,
સ્નેહ સુંદર શામળીઆ સ્વીકારો....પ્રાણનાથ.
પાપી પિતાના પંજામાંથી ફાવી,
ઈશ્વરે તેમાંથી મુજને બચાવી;
અમીદૃષ્ટિની વૃષ્ટિ વરસાવો...........સ્નેહ.

સૌભાગ્યચંદ્—

સ્નેહ અમૃત અંતરમાં ઉતારો,
તાપ ત્રિવિધ સંતાપ નિવારો;
પ્રાણપ્રિયા પ્રીતિની રીતિ વધારો,
હવે સુખેથી સુંદરી સીધારો......પ્રાણનાથ.



શ્રી

# કન્યાવિક્રયની ક્રૂરતા

## નામનું નાટક હિંદુ ભાઇઓને બોધ આપવાને માટેજ તદ્દન મફત બતાવવામાં આવે છે.

---

### લેખકનો ખુલાસો.

——:o:——



મરણને કીનારે પહોંચેલા સાઠ વરસના ડોસા સાથે પૈસાના લોભમાં લોભાઇ જઇ પોતની ગાય જેવી ગરીબડી પુત્રીને છતી આંખે આંધળા થઈ પરણાવી દેવા તત્પર થનાર કૃતઘ્ની માતા પીતા પ્રત્યે ધિકકાર-ફિટકાર અને તિરસ્કારની લાગણી ખાસ જાહેર કરવાને માટેજ આ લેખકે " કન્યા વિક્રયની ક્રૂરતા " નામનું નાટક રચી છપાવી પ્રસિદ્ધ કર્યું છે, એટલુંજ નહીં પરંતુ હિંદુ સંસારમાં ચાલતા કન્યા વિક્રયના કરપીણુ રીવાજનો જડમૂળથી નાશ કરાવવાના દ્રઢતા ભરેલા સોનેરી મતને અનુકુળ થઇ આ લેખક પોતાની જીંદગીના જોખમે આ પુસ્તકને નાટક શાળામાં પ્રત્યક્ષ નાટક રૂપે ભજવી બતાવે છે. એ ઉપરાંત આ નાટકના પ્રત્યક્ષ અવલોકનથી કન્યા વિક્રયના અંધકારમાં રીબાતી અને પીડાતી બાળાઓનું અત્યંત કરૂણાજનક દુઃખદાયક દુઃખ દર્શનનું દ્રષ્ટિ સમીપ ભાન થાય, અને તે દ્રષ્ટિ સમીપના દુઃખદાયક દુઃખદર્શનના ભાનથી પોતાના ઉદરમાંથી જન્મ પામેલી

પોતાની પ્યારી પુત્રી પ્રત્યે દયાની લાગણી ઉત્પન થાય, અને તે દયાની લાગણીને અંતે પોતાની પુત્રીને યોગ્ય પતિ સાથે પરણાવવા સુવર્ણમય ઇચ્છા થાય, અને તે સુવર્ણમય ઇચ્છાની પરિપૂર્ણ ફતેહ સાથે નિર્દોષ કુમળી કન્યાઓની આખી જીંદગાની સાફલ્યતા સહિત જીંદગી પર્યંત નિર્ગમન થાય. એવા પ્રબળ હેતુથીજ આ લેખક પોતાના તન મન અને ધનના ભોગ સાથે બોધ આપવાને માટેજ આ નાટક હિંદુભાઇઓને તદન મફત બતાવે છે. અત્યાર સુધીમાં એકંદર બે લાખ ઉપરાંત માણસોને આ નાટક મફત બતાવ્યું છે. અને હવે પછી શ્રી પરમ કૃપાળુ પરમાત્માના પવિત્ર દરબારમાં આ નાટકના લેખકના આયુષ્યની કલ્પના હશે તો તે આયુષ્યની પૂર્ણાહુતિ સુધીમાં અનેક માણસોને આ નાટક તદન મફત બતાવી અને તેના અંતઃકરણમાં બોધરૂપી અમૃતનું સિંચન કરી કન્યા વિક્રયનો અન્ધકાર દુર કરાવવામાંજ આ "લેખક" પોતાનો વ્યતિત થએલો ચૌદ વરસનો મહા પ્રયાસ અને હવે પછીનો દરેક પ્રયાસ સફળ માની આ અસાર સંસારમાં મોંઘામાં મોંઘી કીમ્મતે મળેલો મનુષ્ય અવતાર કલ્યાણકારી થયો એમ સમજશે.—

"લેખક."



# પ્રેક્ષકવર્ગને સૂચના.

પોતાના માનવંતા સ્ત્રી મંડળ તથા મિત્ર મંડળ સહિત આવતા ગુરૂવારનો અથવા શુક્રવારનો ખેલ જોવા આવવા ઇચ્છનાર ગૃહસ્થોને જેટલી ટીકીટોની જરૂર હોય તેટલી ટીકીટો માટે અગાઉથી નીચેને શિરનામે એક પત્ર લખી ખબર આપવાથી તેમાં લખ્યા મુજબ ઑર્ચેસ્ટ્રા ટીકીટોની રીઝર્વ્ડ બેઠક માટે યોગ્ય બંદોબસ્ત કરી તેમને મંગળવારે જવાબ લખી મોકલવામાં આવશે.

પત્ર વ્યવહાર કરનાર ગૃહસ્થોએ જવાબ મંગાવવા માટે પોતાનું ચોક્કસ શિરનામું પત્રમાં લખવા ભૂલવું નહીં.

પત્રવ્યવહારનું ઠેકાણું:—

લેખકઃ—લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા
ઠે.—ખેતવાડી મેઇન રોડ બહારી ચાળ નં. ૨
ત્રીજે દાદરે રૂમ નં. ૩૪ મુંબઇ—૪

" કન્યાવિક્રયની ક્રૂરતા " નામનો ખેલ
દર ગુરૂવારે રાત્રે
ભજવી બતાવવામાં આવશે.

## ટીકીટોના ભાવ તદ્દન મફત.

ઑર્ચેસ્ટ્રા, પહેલો વર્ગ, તથા બીજા વર્ગની
ટીકીટો રીઝર્વ કરી આપવાના
ફક્ત ચાર આના લેવામાં આવશે.

## શ્રી કન્યાવિક્રય નિષેધક નાટક સમાજ.

કાલબાદેવી રોડ ઍડવર્ડ થીએટરમાં
ગુરૂવારે રાત્રે ( સ્ટાં. ટા. ) સાડા નવ વાગે

## કન્યાવિક્રયની ક્રૂરતા

નામનો ખેલ ભજવી બતાવવામાં આવશે.

આ સમાજને ઉત્તેજન આપવા માટે
પ્રેક્ષકે એક ગાયનની ચોપડી ખરીદ કરવા
મહેરબાની કરવી.

આ ખેલમાં 'પ્રાણલાલ'નો પાર્ટ
આ નાટકના લેખક ભજવી બતાવશે.

વ્યવસ્થાપક:—
લેખક:—લક્ષ્મીદાસ પરમાણંદદાસ ભુતા રાજુલાકર